" સ્વરાજ્ય પ્રાપ્ત કરવું એ દરેક
દેશની પ્રજાનો જન્મ-સિદ્ધ
હકક છે."

# સોશીઆલીઝમ
અને
# લડાઇ.

કર્તા—જોન બાયુન.

અનુવાદકઃ—
કનૈયાલાલ ગીરધારીલાલ કોઠારી.

"જનસમાજની જાગૃતિ એ દેશોદયનું
આવશ્યક અંગ છે."

## પ્રસ્તાવના.

આ ન્હાનાં ટ્રેક્ટને માટે લાંબી પ્રસ્તાવનાની જરૂર નથી. યુરોપમાં જ્યારે ઘમઘોકાર લડાઇ ચાલતી હતી, અને તેના હેતુઓ વિષે નીતિ—ન્યાયની આકાશમાં ઉડવા જેવી વાતો થતી હતી, ત્યારે ૧૯૧૭ માં મી૦ જોન બ્રાયને લેખ માળાના રૂપમાં આ ચોપાન્યાંનો મજકુર, "ધી કોલ" નામનાં સોશીઆલીસ્ટ પત્રમાં પ્રસિદ્ધ કરાવ્યો હતો. સુધરેલા દેશોમાં જોરશોરથી પોતાની ચળવળ ચલાવતો સોશીઆ-લીસ્ટ પક્ષ યુરોપીય યુદ્ધ તરફ કેવી નજરે જોતો હતો, તેનાં ખરાં કારણો શું માનતો હતો, અને ધનાઢય વર્ગ પ્રત્યે તેની ભાવના કેવી હતી, તે સ્પષ્ટ આકારમાં બતા-વવાનો મી૦ બ્રાયને બનતો પ્રયત્ન કર્યો છે; અને સુધરેલા દેશોના ગાઢ સંસર્ગમાં આવતી જતી હિન્દી પ્રજા બધી બાજુના વિચારો જાણી શકે તેટલા માટે આ અનુવાદ આવશ્યક ફેરફાર સાથે તૈયાર કરવામાં આવ્યો છે. જન-સમાજ તે વાંચીને તેમાંથી યોગ્ય સાર ગ્રહણ કરશે તો લીધેલી મેહેનત સફળ થયલી સમજવામાં આવશે.

"અનુવાદક."



# લશ્કરી આપખુદી.

---

૧૯૧૭ ના જુન જુલાઇ માસમા "પ્રૂશીઅન લશ્કરી આપખુદી"નો નાશ કરવો જોઇએ, એવો પોકાર ચોતરફ ઉઠયો હતો. યુરોપમા લડાઇ જાગી તે પહેલાં જમાનાઓ થયાં જર્મનીમાં લશ્કરી આપખુદી ચાલતી હતી, છતાં તે દેશની બાહેરની બીજી કોઇ પ્રજાએ તે શ્રાપની સામે પોતાનો અવાજ ઉઠાવ્યો નહોતો. ઇંગ્લેન્ડ અને જર્મની વચ્ચે એક દાહેકો થયાં જે રસાકસી ચાલતી હતી, તેનો ઇતિહાસ જો તપાસવામાં આવે તો માલુમ પડશે કે તે અરસામાં પ્રૂશીઅન લશ્કરી આપખુદી સામે એક શબ્દ પણ બોલવામાં આવ્યો નહોતો. બ્રીટીશ પ્રજા જર્મન કાફલાની સામે વિરોધ બતાવતી હતી, પણ જર્મન લશ્કર સામે તે કાંઇ બોલતી નહોતી. દેશના બચાવ તથા હયાતી માટે ગ્રેટ બ્રીટનને જેમ કાફલાની તેમ જર્મનીને લશ્કરની આવશ્યકતા છે એવી દલીલો કરવામાં આવતી હતી. ગ્રેટ બ્રીટન સીવાયના બીજા દેશોમાં પણ તેવીજ વાતો થતી હતી, ફ્રેન્ચ લેખક સેમ્બેટે "સુલેહ કરો અથવા રાજા નીમો" એ નામનું એક પુસ્તક લખ્યું છે, તેમાં જર્મનીને બે બાજુથી બે પ્રકાર દુશ્મનોની સાથે બચાવ કરવાનો હોવાથી મોટું લશ્કર રાખવાની તેને જરૂર પડે છે, એવો બચાવ કરવામાં આવ્યો છે યુરોપ ઉપરાંત અમેરીકામાં પણ તેવાજ વીચારો ફેલાયલા હતા, કર્નલ રૂઝવેલ્ટ જર્મન લશ્કરી પદ્ધતિનો વખાણનારો હતો અને કોઇ અમેરીકન નાણાંવટી તેની સામે વાંધો ઉઠાવતો નહોતો.

પણ લડાઇ જાગ્યા પછી હવે બધો મામલો બદલાઇ ગયો છે! પ્રૂશીઅન લશ્કરી દોરને દુશ્મન ગણીને તેનો નાશ કરવાની ઇચ્છા રાખવામાં આવે છે. જે ગ્રેટબ્રીટનમાં પહેલાં જર્મન લશ્કરને બ્રીટીશ કાફલાની માફક જરૂરી ધારવામાં આવતું હતું,

ત્યાં પણ તેવોજ જુમાટો ઉઠયો છે. માારસલ સેમ્બેટ ફ્રાન્સમાં પ્રધાન છે. ત્યાં, તેમજ અમેરીકામાં રૂઝવેલ્ટ જેવાઓ હવે જર્મન લશ્કરી આપખુદી સામે લડવાનાં રણસીંગડાં ફુંકે છે. અચાનક એવી શોધ કરવામાં આવી છે કે પૃશીઅન લશ્કરી આપખુદી આખી દુન્યા ઉપરાંત ખુદ જર્મનીને માટે પણ ભય સમાન છે. અને તેથી વાસ્તવિક રીતે આખી દુન્યા તેની સામે લડવાને તત્પર થયેલ છે. તમે કદાચ પુછશો કે આમ શા માટે બન્યું ? આ સવાલના જવાબમાં એમ જણાવવામાં આવે છે કે પૃશીઅન લશ્કરી દોર એ પૃશીઆની રાજ્ય લોભી ટોળીનું હથ્યાર છે. તે ખોટી મહત્વાકાંક્ષા ધરાવનારા શ્રીમંત જમીનદારોને હાલની દુન્યામાં રહેવાનો અધિકાર નથી. તે વર્ગ જર્મનીને પોતાના પગ તળે કચરે છે અને ફતેહો મેળવવાના અતિલોભને પરીણામે હાલની લડાઇને તેણે જન્મ આપ્યો છે.

આવી શોધ માત્ર લડાઇ પછીના દહાડે કે વરસમાં કરવામાં આવી છે, તેથી લખાણો—ભાષણો કે ઉપદેશ દ્વારા જે લોકો તેના સંબંધમાં પોકાર કરે છે તેમની સત્ય નિષ્ઠા સામે શંકા લઇ જવાનું કારણ મલે છે. તેમ છતાં જનસમુહના મોટા ભાગે આ શોધને સત્યમાની છે અને "નવો મીયાં નવ વખત નીમાજ પઢે" તેની માફક તે પણ તેવા પોકારમાં જોડાયો છે. પ્રજા વર્ગ, જે આવું વલણ ધરાવતો થયો છે તેમાં તેની નિષ્ઠા ખોટી નથી; પણ મોટે ભાગે તે ખરી વસ્તુ સ્થીતિથી અજ્ઞાન તેમજ ઉંડા વિચાર કરવાને અશ્કત હોવાને કારણેજ બીજાઓના પોકારની સાથે સામેલ થઇ ગયો છે. એટલે કે બાવો નાચ્ચે બોદલો પણ નાચે છે !

## ખરૂં સત્ય.

ખરૂં સત્ય એ છે કે જેને "પૃશીઅન" લશ્કરી આપખુદી કહેવામાં આવે છે, તે બીજા દેશોના લશ્કરી દોરના જેવીજ છે, પણ તેનું બંધારણ તથા કાર્ય શકિત ચઢીયાતા પ્રકારનાં છે. એક વખત એવો હતો કે જ્યારે તે લશ્કરી પદ્ધતિ કેવળ

જમીનદારોનાં હથ્થાર સમાન હતી, જ્યારે પ્રશીઆ–જર્મનીમાં ખેતીનો ધંધો મુખ્ય હતો, અને જમીનદારોનું હીત સર્વોપરીપણું ભોગવતું હતું, ત્યારે તેમ હતું. જર્મનીના શ્રીમંત જમીનદારોના હિતને અનુસરતી રીતેજ તેનો આંતરિક તેમજ પરદેશો સાથેનો વહીવટ ચલાવવામાં ઉપયોગ થતો હતો; અને દેશના ઘણાં ખરાં ખાતાંઓમાં ભારે લાગવગ ધરાવતો જમીનદાર વર્ગ જર્મન લશ્કરી બંધારણના તેવા ઉપયોગમાંજ સાર્થકતા સમજતો હતો, પણ ત્યાર પછી છેલ્લા ચાળીસ વરસમાં જર્મનીનો વેપાર ઉદ્યોગ વધવાથી જે આર્થીક ખીલવણી થઇ છે તે કાંઇ નકામી ગઇ નથી. હજુ દેશની રાજ્યદ્વારી સત્તા મોટે ભાગે શ્રીમંત જમીનદારોના હાથમાં છે, અને લશ્કરની માફક પ્રશો–જર્મન રાજ્યનાં મુખ્ય સનદી (Civil) ખાતાંઓનો કાબુ પણ તેઓ ધરાવે છે. પણ હવે જર્મની ખેતી પ્રાધાન્ય દેશ મટી ગયલો હોવાથી મુખ્ય આર્થીક નાણાં વિષયક સત્તા તેમના હાથમાં રહી નથી. હવે જર્મનીમાં ઔદ્યોગિક, વેપારી તેમજ ધંધાદારી ધનવાનોનો બળવાન વર્ગ ઉભો થયો છે, અને આખાં રાજ્યમાં તેથી તેમના આર્થીક હિતને સૌથી વધારે અગત્યતા આપવામાં આવે છે. જર્મનીમાં શ્રીમંત જમીનદાર વર્ગનાં ઘણાં માણસો હજુ ઉંચી પદવીઓ ઉપર છે પણ રાજ્યનો કારોબાર મુખ્યત્વે કરીને વેપારી હિતની નજરે ચલાવવામાં આવે છે. જો આવો ફેરફાર થયો નહી હોત તો એકાદ સૈકા પહેલાં ઇંગ્લેન્ડ અને ફ્રાન્સમાં જેમ બળવાઓ જાગ્યા હતા, તેમ જર્મનીમાં પણ થવા પામ્યું હોત, પણ જર્મન જમીનદારો "પાછળ મુતીયા" નથી. તેઓ દુન્યાના ખાધેલા અને પકકા વેપારી બુદ્ધિવાળા છે, અને તેથીજ વેપારી શેઠીયાઓનાં હિત જળવાય તેવી રીતે રાજ્ય કારોબાર ચલાવવાની શરતેજ તેઓ ખરેખરી રાજ્ય સત્તા હજુ પોતાના હાથમાં જાળવી શકયા છે. ઇંગ્લેન્ડના અમીરો અને રાજ્યકર્તાઓએ, સામે થયલી પ્રજાને હાથે ૧૬૮૮ અને ૧૮૩૨ માં હાર ખાધા પછી, રાજ્ય કારોબારમાં જેવા સુધારા કર્યા હતા તેવા

અને તેવીજ ભાવાનાવાળા સુધારા જર્મન જમીનદારોએ શ્રીમંત વેપારી શેઠીયાઓની સાથે વેળાસર સમજી જઇને કર્યા હતા. બીજા દેશોમાં એવા સુધારા થતાં વખત લાગ્યો હતો, પણ જો પોતાનું હિત સધાતું હોય તો ખરેખરી રાજ્યદ્વારી તેમજ લશ્કરી સત્તા પોતાના મીત્રો જર્મન જમીનદારોના હાથમાં રહે તે સામે વેપારી શેઠીયાઓએ વાંધો નહી લેવાથી, જર્મન રાજ્ય સુધારણા ઝડપથી થવા પામી હતી. શાન્તિથી આવી સમજુતી થવાનાં બે કારણો હતાં. એક તો એ કે જર્મન શ્રીમંત શેઠીયાઓને વધતા જતા પ્રજા સત્તાવાદ (Social Democracy)ની સામે અસરકારક રક્ષણ મેળવવાની જરૂર હતી, અને બીજું એ કે ઝડપી ઔદ્યોગિક ખીલવણીને લીધે જર્મન માલ એટલા મોટા પ્રમાણમાં વધવા લાગ્યો કે સ્વદેશ ઉપરાંત પરદેશી બજારોમાં પણ પેસારો કરવાની તેમને જરૂર જણાવા લાગી હતી, જેથી જુના હરીફો સાથે ત્યાં અથડામણી થવાના ભયને લીધે ધનાઢ્ય શેઠીયાઓને લશ્કરી દોરવાળા અમીરો સાથે સમજુતી કરવી પડી હતી. પોતાનો સ્વાર્થ સાધવા માટે તેઓએ "દુન્યાની રાજ્યનીતિ"ને નામે જર્મન સામ્રાજ્ય વધારવાના વિચારો ફેલાવવા માંડયા હતા. નવા મુલકો તથા નવી બજારો મેળવવાના રાજ્ય લોભને કારણે શ્રીમંત જમીનદારો તથા શેઠીયાઓ મળી ગયા, જેથી જમીનદાર અમીર વર્ગે પોતાની સત્તા જાળવી રાખી, પણ તેનો ઉપયોગ, વેપારી લાભ જાળવવા કે ખીલવવા માટે સોદો કર્યો. આ પ્રમાણે જર્મનીમાં વેપારી રાજ્ય લોભ અને આપખુદ લશ્કરી દોર સાથે મળી ગયાં છે, અને પહેલાંની ખાતર બીજાનો ઉપયોગ કરવામાં આવે છે.

## બીજા દેશોમાં શું બન્યું છે?

લશ્કરી આપખુદીનો ઇતિહાસ બીજા દેશોમાં શું જુદી રીતે લખાયો છે ખરો? કેટલાંક (ઘણું ખરૂં તે વખતના લડાઇના) કારણોસર ઇંગ્લેન્ડના તેવા ઇતિહાસ સંબંધમાં બહુ બોલી શકાય તેમ નથી, પણ ફ્રાન્સમાં શું બન્યું છે? ત્યાં

બીજી હોહેનશાહત તરફથી ત્રીજા પ્રજાસત્તાક રાજ્યને (પહેલાં ફ્રાન્સમાં રાજ્ય સત્તા અને પ્રજાસત્તાના વારંવાર ફેરફાર થયા હતા) લશ્કરી આપખુદી વારસામાં મળી હતી; અને રાજકીય ઉથલપાથલો, કે જેની સાથે મેકમેહોન, બુલેનેર, ડ્રાઇફસ વિગેરેનાં નામો જોડાયાં છે, તે થતાં લશ્કરી દોર પુરતી રીતે પ્રગટી નીકળ્યો હતો. ફ્રેન્ચ વેપારી વર્ગ લશ્કરી દોરનો પહેલાં વિરોધી હતો છતાં, ૧૮૮૨ માં બીઝેરટા–ટયુનીસ ખાતે જ્યારે તોપો છુટવા લાગી, ત્યારે ધનના લોભથી પ્રેરાઇ, તેણે તેનો સ્વીકાર કર્યો હતો. રશીઆમાં પણ શું કાંઇ જુદી જાતનો ઇતીહાસ લખાયો છે? લડાઇ પહેલાંના આઠ વરસ દરમ્યાન, ત્યાંની રાજ સભામાં. સત્તાધારી જમીનદારો ભારે આપખુદી ચલાવવાની વાત જાણીતી હોવા છતાં, રશીઅન શ્રીમંત વેપારીઓ લશ્કરી ખર્ચના વધારાને ટેકો આપવામાં એક બીજા સાથે હરીફાઇ કરતા હતા. લશ્કરી દોરને ટેકો આપવાનું કારણ રશીઅન રાજ્ય લોભ વધ્યો હતો તેજ હતું, ઇંગ્લેન્ડમાં લશ્કરી દોર વધ્યો નથી કેમકે તેના રાજ્ય અગર વેપારી લોભમાં આડે આવે એવી કોઇ સત્તા નહોતી. પણ જર્મન હરીફાઇ વધતાં બ્રીટીશ લશ્કરી દોર માટે લોર્ડ હેલડેને કેટલાક સુધારાનો પાયો નાંખ્યો હતો અને હવે અત્યારે દેશમાં ફરજયાત લશ્કરી ધોરણ દાખલ થયું છે. આ દોર પ્રુશીઅન દોર કરતાં જુદી જાતનો છે. અલસ્ટરના બળવા તથા રાજ્યદ્વારી મુશ્કેલીઓ વખતે તે વાત જણાઇ ચુકી છે. બ્રીટીશ ધનાઢયોએ લશ્કરી દોર સ્વીકાર્યો છે, કેમકે શાહી રાજ્યલોભને અંગે તેની જરૂર છે.

સર્વત્ર લશ્કરી દોર પ્રસરેલો હોવાથી પ્રુશીઅન લશ્કરી આપખુદીને વખોડવી એ એક પ્રકારનો ઢોંગ છે. શાહી રાજ્યલોભી વિચારોનો અંત આવવાથીજ ચાલુ જમાનાના લશ્કરી દોરને છેડો આવશે. રાજ્ય લોભ તથા લશ્કરી દોરને નાબુદ કરવાનો એકલો ઉપાય સોશીઆલીઝમ (પ્રજા સત્તા) સિવાય બીજો કાંઇ નથી.

# સ્વદેશ કે સમગ્ર ભુમંડળ.

આપણે બધા આપણા સ્વદેશને ચાહીએ છીએ અને પરદેશી રાજ્યોના હુમલા કે તેમના રાજ્ય અમલનાં ત્રાસમાંથી આપણો દેશ બચે એવું ઇચ્છીએ છીએ. જે સમયે દરેક દેશમાં મજુર વર્ગ રાજ્ય લોભને નાબુદ કરવાને તત્પર થયો છે તે વખતે આ બીના જેટલી સત્ય દેખાય છે, તેટલીજ જે સમયે મજુર વર્ગનો કોઇ દેશજ હોઇ શકે નહી એવી જુની ભાવના પ્રચલીત હતી, તે વખતે પણ સત્ય હતી. હમણા કેટલાક લોકો એમ માનવા લાગ્યા છે કે મજુરોનો કોઇ દેશ હોઇ શકે નહી, એટલે કે સ્વદેશાભીમાનની લાગણી તેમને માટે કામની નથી. પણ આ ખ્યાલ ખોટો છે, કારણ કે જો એમજ હોય તો પોતાને સોશીઆલીસ્ટો કહેવડાવનારાઓ પારકા મુલકો પડાવી લેવાની તથા બીજી પ્રજાઓને તાબેદાર રાખવાની બાબતમાં વાંધા શા માટે ઉઠાવે છે ?

ખરી રીતે જુદી જુદી વ્યકતીઓના જેમ પોતાના કુટુંબો હોય છે તેમ મજુર વર્ગનો પોતાનો સ્વદેશ પણ હોય છે અને સ્વાભાવીક રીતેજ પરદેશી હુમલા સામે પોતાના દેશનો બચાવ કરવાનું તે ઇચ્છે છે. પોતાના દેશના રક્ષણ અર્થે મજુરો રાજ્ય લોભીઓની તરફથી લડે છે તેથી કેટલોક ગુંચવાડો પેદા થાય છે, અને તેથીજ ઘણા લોકો એમ કહે છે કે મજુરોનો કોઇ સ્વદેશ હોઇ શકે નહી, પણ મજુરો જેમ રાજ્ય લોભીઓ તરફથી લડવા નીકળે છે તેમ સામા પક્ષના રાજ્ય લોભીઓની સત્તા તોડવાની પણ તેમની ધારણા હોય છે, અને તે મુદ્દો પણ ખોટો નથી.

સોશીઆલીઝમનો મુખ્ય ઉદ્દેશ દુન્યાના તમામ મજુર વર્ગની ઉન્નતી કરી શાહીદારને તોડવાની છે, છતાં સ્વદેશ રક્ષાને નામે જુદા જુદા દેશના મજુરો રાજ્યલોભીઓની ઇચ્છાનુસાર

સામસામા લડે એ એક વીચીત્રતા છે! લડાઇને વખતે મજુરો શ્રીમંતો કે રાજ્યલોભીઓ, જે હોય તેઓએ સબળાઓએ સાથે મળીનેજ લડવું જોઇએ અને તેમ થાય તોજ સ્વદેશ રક્ષા થાય. તેમ હોય તો સ્વદેશને બદલે સમગ્ર ભૂમંડળની મૈત્રી તથા એકતાના સોશીઆલીસ્ટોના જે વિચારો છે તેને બાજુએ મુકવા જોઇએ! ઉપર જણાવી વીચીત્રતાનો તો એવોજ અર્થ થાય કે જ્યારે શાન્તિ હોય ત્યારે મજુર વર્ગે આખાં જગતના કામદારોના ભ્રાતૃભાવની વાતો કરવી અને લડાઇને સમયે પોત-પોતાના દેશની ખાતર એક બીજા મજુર ભાઇઓનાં ગળાં કાપવાં! જો સોશીઆલીઝમ અને સમગ્ર ભૂમંડળના મજુરોના ભ્રાતૃભાવની રક્ષા કરવી હોય તો કેટલાકો કહે છે કે સ્વદેશના વીચારને છોડી દેવો જોઇએ, કેમકે તેમ કર્યા સીવાય ઉપરની વીચીત્રતાનો અંત લાવવા જેવો બીજો કોઇ મધ્યમ માર્ગ જણાતો નથી. લડાઇને સમયે સ્વદેશ પ્રેમ અને વિશ્વપ્રેમની લાગણીઓનાં યુદ્ધથી મજુર વર્ગની હાલત કફોડી થઇ પડે છે, અને તેથી કેટલાકો સ્વદેશની વાતને જતી કરવા કહે છે પણ તેમ કરવા જરૂર નથી, કેમકે ઉપરના ગુંચવાડાને દુર કરનારો વચગાળેનો મધ્યમ માર્ગ પણ મળી શકે તેમ છે.

જ્યારે દેશનાં રક્ષણ અર્થે નહી, પણ બીજી પ્રજાઓને તાબેદાર બનાવવા માટે, મુલકો પડાવી લેવાની, રક્ષક રાજ્ય નીતિ સ્થાપવાની, કે "લાગવગનો વીસ્તાર" વધારવાની ખાતર યુધ્ધો મચાવવામાં આવે ત્યારે શું સ્વદેશ રક્ષાનો આપણો જુનો વીચાર અર્થ વગરનો બની જતો નથી? હાલનાં રાષ્ટ્રો બે ત્રણ પહેડી પહેલાના રાષ્ટ્રો જેવાં નથી. અત્યારે એકજ દેશમા જુદા જુદા વર્ગો ઉભા થયા છે, જેમનાં હીત તથા લાભો એક બીજાથી તદ્દન જુદાં પડે છે, આ વર્ગોનાં આદર્શો તથા લક્ષ બીંદુઓ પણ જુદાં છે, અને તેથી કરીને લડાઇ કરવાના ધનાઢ્ય વર્ગના તેમજ કામદાર વર્ગના હેતુઓ ભિન્નભિન્ન હોય છે. કોઇ પણ દેશના શ્રીમંતો દેશને માટે નહી, પણ રાજ્ય વધારવાના લોભની ખાતર લડાઇઓ કરે છે, અને તેથી કરીને

વાસ્તવીક રીતે મજુર વર્ગનું તેમાં કાંઇ હીત હોતું નથી. આવાં કારણોને લીધે જ્યારે રાજ્યલોભી શ્રીમંત વર્ગ એક દેશને બીજા દેશ સામે લડવાને માટે ઉશ્કેરતો હતો, અને દારૂગોળા, નાશકારક હથ્થારો વગેરેનો સરંજામ છલોછલ કરી મુકતો હતો, ત્યારે કોઇ પણ જાતનું યુદ્ધ નહી મચાવવાને માટે મજુર વર્ગ ખુબ જોર શોરથી પોકાર કરતો હતો. જ્યારે જર્મની અને ફ્રાન્સના શ્રીમંતો મોરોકકોની પ્રજાને લુંટવાના હક્ક માટે સામસામા મુક્કા બતાવતા હતા, ત્યારે તે બન્ને દેશોના મજુરો તેમને ટેકો આપતા નહોતા, અને કહેતા હતા કે આલસાસ-લોરેનને માટે તકરાર જાગે તો પણ લડાઇને માટે તે પુરતું કારણ ગણાશે નહી. જ્યારે જર્મની અને ઓસ્ત્રીઆના નાણાવટીઓ તથા લશ્કરી આપખુદીના હીમાયતીઓની ટોળી રશીઆની સામે લડવા માટે પ્રજાને ઉશ્કેરતી હતી, ત્યારે તે દેશોના મજુરો હમેશાં એવોજ જવાબ આપતા હતા કે "ઝારની રાજ્યનીતી" બધાને અપ્રીય થઇ પડી હોય તો પણ તેટલાં કારણસર રશીઆ સામે લડાઇ કરવી જોઇએ નહી.

## નવા વીચારનો જન્મ.

જુદા જુદા દેશોનો મજુર વર્ગ આ પ્રમાણે જે વીરૂદ્ધતા બતાવતો હતો તે ઉપરથી એક નવાજ વીચારને જન્મ મળ્યો. ઉપર જણાવ્યા તેમજ બીજા કેટલાક બનાવો બનવાથી મજુર વર્ગ સમજવા લાગ્યો કે જો અલગ અલગ દેશોના મજુરો રાજ્યલોભી લડાઇઓની સામે વીરૂધ્ધતા બતાવતા રહે તો તેથી યુધ્ધ મચવાંજ અશકય થઇ પડે, અને તેથી દેશ રક્ષાને માટે ચિંતા રહે નહી. સમગ્ર મજુર મંડળોના એક સંપથી સ્વદેશ રક્ષણ કામ સરળ બની જાય. હાલની લડાઇઓ ઘણે મોટે ભાગે સ્વદેશ રક્ષા અર્થે નહી પણ રાજ્યલોભ તૃપ્ત કરવા માટે લડવામાં આવે છે, અને તેથી એક દેશના મજુરોને બીજા દેશના કામદારો સામે લડતા અટકાવવા માટે તેવા યુધ્ધોને મુળમાંથીજ ડાંભવામાં સામાન્ય મજુર વર્ગનું સૌથી આરામાં

સારૂં હીત સમાએલું છે. આ નવા વીચારને જન્મ મળવાને લીધેજ સ્ટટગાર્ટ (જર્મની) ખાતે મળેલી સોશીઆલીસ્ટોની કોન્ફરન્સમાં, પોતાની સત્તાના દરેક ઉપાયો અજમાવીને લડાઇનાં કામની સામે થવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો, અને દરેક સોશીઆલીસ્ટ પક્ષના આગેવાને તે પાળવાનાં વચનો આપ્યાં હતાં. સમગ્ર ભૂમંડળના મજુરોએ સાથે મળીને સ્વદેશ રક્ષાના ઉપાયના આ નવા વીચારને જન્મ આપ્યો હતો, અને પુર બહારમાં ખીલી નીકળેલાં રાજ્યલાભી વાતાવરણમા સ્વહીત સમજનારા મજુર વર્ગના મગજમાં આવો ખ્યાલ પેદા થાય તે સ્વાભાવીકજ હતું.

સોશીઆલીસ્ટોએ ઉપર મુજબનો ઠરાવ કર્યો છતાં તેનો (યુરોપની લડાઇ વખતે) અમલ કરવામા આવ્યો નહી એ બીના જાણીતી છે. મજુર વર્ગ નવો વીચાર સમજ્યો નહી કે તેને પાતાના મગજમાં ઠસાવી શકયો નહી. ગમે તેમ હો. પણ યુરોપમાં જ્યારે લડાઇ ફાટી નીકળી ત્યારે સર્વ ભૂમંડળના એકત્ર પ્રયાસનો વીચાર દબાઇ ગયો અને સ્વદેશ રક્ષાના જુના વીચારમાં દરેક દેશનો મજુર વર્ગ ધસડાયો. દરેક દેશના મજુરોના મનમાં એવો ભય પેસી ગયો કે બીજા દેશોના કામદારોનો ટેકો તેઓને મળશે નહી, અને તેથી જો તેઓ એકલા માથું ઉંચકશે તો તેઓને પોતાનો નકામો ભોગ આપવો પડશે. આ ખ્યાલ ભુલ ભરેલો હતો? જો તે વખતે એક દેશના મજુર વર્ગે પણ નવા જન્મ પામેલા વીચારમાં વીશ્વાસ રાખી, બળવો જગાડવાની હીંમત બતાવી હોત તો બીજા દેશોમાં પણ સ્વદેશ રક્ષાનો જુનો વીચાર નાબુદ થઇ જાત અને તમામ સુધરેલા દેશોમાં બળવા જાગતાં યુરોપનું યુધ્ધ થતું અટકી જાત. પણ હવે બહુ મોડું થઇ જવાથી તે વીષે વધારે લંબાણ કરવાની જરૂર નથી. ખાસ ભાર દઇને જે બીના જણાવવાની જરૂર છે તે એટલીજ છે કે યુરોપની લડાઇ પહેલાં, "સમગ્ર ભૂમંડળના મજુરોના એકત્ર પ્રયાસથી લડાઇઓ થતી અટકાવી, સ્વદેશ રક્ષાનો હેતુ સારી રીતે સાધી શકાય," એવો જે નવો વીચાર

જન્મ પામ્યો હતો, તેનો જો યોગ્ય સમયે બરોબર અમલ થયો હોત તો યુરોપીય યુધ્ધને સદંતર અટકાવી શકાત, એટલુંજ નહીં પણ તેથી "સ્વદેશ રક્ષા"ને લગતી ફરજ પણ બરોબર બજાવી શકાત.

કોઇ ખરૂં માને કે ખોટું માને, છતાં ભુલ તો થવા પામી છે, અને તેથી હવે બીજા ઉપાય તે કામે લગાડયા સીવાય ચાલે તેમ નથી, ઉપરોક્ત સ્ટટગાર્ટ ખાતેની કોન્ફરન્સમાં એકત્ર બળથી લડાઇ થતી અટકાવવાના ઠરાવમાં એક ઉમેરો કરવામાં આવ્યો હતો. અને બેસલ ખાતેની સોશીઆલીસ્ટોની કોન્ગ્રેસે તેનો સ્વીકાર કર્યો હતો. આ વધારામાં એમ જણાવવામાં આવ્યું હતું કે:—

"જો (મજુરોના પ્રયત્ન છતાં) લડાઇ ફાટી નીકળે તો સોશીઆલીસ્ટોની એ ફરજ છે કે તેનો જેમ બને તેમ જલદી અંત આણવા માટે તેઓએ વચ્ચે પડવું, અને લડાઇને લીધે જે આર્થીક તેમજ રાજ્યદ્વારી મુશ્કેલીઓ ઉભી થવા પામી હોય તેનો પુરેપુરો લાભ લઇને લોકોને ઉશ્કેરવા, અને તે રીતે શ્રીમંત રાજ્યલોભીઓની સત્તાનો ઉતાવળે નાશ કરવો."

સમગ્ર ભૂમંડળના મજુર વર્ગના એકત્ર પ્રયાસથી લડાઇ થતી અટકાવીને દેશ રક્ષા કરવાના વીચારને આ ઉપર જણાવ્યો ઠરાવ મળતોજ આવે છે; માત્ર પહેલામાં લડાઇ જન્મ્યા પહેલાં એકત્ર બળ અજમાવવાનું કહેવામાં આવ્યું છે, જયારે બીજામાં લડાઇ દરમ્યાન તેને કેમ અટકાવવી તેનું સુચન કરવામાં આવ્યું છે. દુન્યાનો મજુર વર્ગ પોત પોતાના દેશ તરફથી લડવાને માટે બાહેર પડી. અરસપરસની ટોટાપીસીથી સ્વદેશ રક્ષા કરી શકશે નહીં પણ જો લડાઇનાં મૂળ કારણ ભૂત Capitalism—શ્રીમંતોના રાજ્ય લોભને ઉથલાવી પાડવા, અને તે રીતે લડાઇને જન્મતીજ અટકાવવા માટે, દુન્યાના કામદારો હાથમાં હાથ મીલાવી સામટો એકત્ર પ્રયત્ન કરશે, તો પોતપોતાના દેશનું રક્ષણ કરવાનો તેમનો જે મુખ્ય ઉદ્દેશ છે. તે પણ તેઓ આસાનીથી પાર પાડી શકશે.

## પ્રાચિન અને અર્વાચિન યુધ્ધો.

આપખુદ રાજ્ય સત્તા, આબરૂનાં રક્ષણના કરતાં પણ પોતાની સમૃદ્ધિ વધારવાના હેતુથીજ યુધ્ધો મચાવે છે. બે હજાર કરતાં વધુ વરસ પહેલાનાં એરીસ્ટોટલના મત મુજબ "લડાઇની કળા એ કુદરતી રીતે બીજાનો માલ હજમ કરવાની કળાનાં એક અંગ સમાન છે." એક આદર્શ પ્રજા સત્તાક રાજ્ય જો દરેક ચીજને તેના કુદરતી વલણ ઉપર છોડી દે તો શું પરીણામ આવે, એ સવાલનો જવાબ આપતાં, પ્લેટો, જાણે કે તેનો માનીતો સોક્રેટીસ બોલતો હોય એવો ભાવ રજુ કરી, એવા શબ્દો ઉચ્ચારે છે કે "તેવા સંજોગોમાં આપણા ઢોરોના રક્ષણ તથા ખેતીને માટે આપણા પાડોસીની જમીનની આપણને જરૂર પડે અને તેવીજ રીતે આપણા પાડોશીના હાજતો વધી પડતાં, તેને આપણી જમીનની જરૂર પડે. પરી-ણામમાં આપણે અને તેને સામસામું લડવું પડે." દુન્યાનો ઇતીહાસ જોતાં ખરેખર તેમજ થાય અને મોટે ભાગે તેમજ થતું આવ્યું છે. લડાઇનો આ મુળ સીધ્ધાન્ત સાદો સરળ અને સહેલાઇથી સમજી શકાય તેવો છે. લડાઇનાં મુળ કારણરૂપ સમૃદ્ધિના સ્વાર્થ અગર રાજ્યલોભને છુપાવીને, કવીઓ ભલે લડાઇઓનાં ગમે તેવાં રંગીન ચીત્રો દોરે, રાજ્ય કારસ્થાનીઓ ભલે ગમે તેવાં ભાષણો આપે અથવા દુન્યાને બતાવવા મરજી મુજબની યાદીઓ બાહેર પાડે અને ખેતી તથા પશુ રક્ષા અર્થે પાડોસીઓની જમીન પડાવી લેવાની વાત ઉપર ઇતીહાસના લખનારાઓ ભલે ગમે તેવો ચકચકતો ઓપ ચડાવે, છતા સમૃદ્ધિ વધારવાની ઇચ્છા તથા રાજ્યલોભને ખાતરજ લડા-ઇને જન્મ આપવામાં આવે છે, એ સીદ્ધાન્ત છેક પ્રાચિન જમાનાથી તે આજ સુધીમાં સર્વાંશે સત્ય માલુમ પડયો છે.

લડાઇના મુળ સીદ્ધાન્ત સરળ હોવા છતાં, તે જાણવા માત્રથી લડાઇને લગતી બધી વાતો સમજી શકાતી નથી. જુદે જુદે સમયે લડવા માટે મેદાન પડનારાઓના ઉદ્દેશો જુદા જુદા

હોય છે. પ્લેટોનાં સંપૂર્ણ રીતે નહી ખીલેલાં પ્રજાસત્તાક રાજ્યનો પાડોશીની જમીન મેળવવામાં જે ઉદ્દેશ હોય છે, તેને મોરોક્કોની ખાણો તથા ટ્યુનીસનાં ફોસફેટનાં ખેતરો મેળવવાનો ફ્રેન્ચ પ્રજાસત્તાક રાજ્યનો ઉદ્દેશ મળતો આવે તેમ નથી. સમાજનું બંધારણ બદલવાની સાથે યુધ્ધના ઉદ્દેશોમાં પણ ફરક પડી જાય છે. પાડોશીની જમીન લુંટવાના સંબંધમાં જુના જમાનાના લડનારાઓ જે ખ્યાલ ધરાવતા, તે આજ કાલના રાજ્યલોભી શ્રીમંતોના વીચારોને મળતો આવે તેમ નથી. યુધ્ધ કળા, એ પારકો માલ પચાવવાની કળાનું એક અંગ હોવા છતાં, એકજ જમાનામાં જુદી જુદી સમાજોનાં બંધારણો ભિન્ન ભિન્ન હોવાથી, લડનારાઓના ખ્યાલમાં ફરક હોય છે. દાખલા તરીકે, યુરોપની લડાઇમાં ખેતીને ચાહનારા રશીઅનોના હાથમાં જ્યારે ગેલીશીયા આવ્યું ત્યારે તેઓએ પોતાના ખેડુતોને બોલાવીને ત્યાંની જમીનની વાંટણી કરવા માંડી, અને જર્મનોએ જ્યારે પોલેન્ડ જીત્યું ત્યારે તેઓએ પોતાની ઉદ્યોગ પ્રિયસમાજને રૂચે તેવી રીતે ત્યાંની ખાણો તથા કારખાનાં સુધારવા માંડયાં. જુઓ, એકજ જમાનાની બે પ્રજાના લડવાના ઉદ્દેશોનો ફરક !

હાલના જમાનામાં ધનાઢ્ય વર્ગનો દોર ઘણોજ વધી પડયો છે, છતાં અત્યારે ધન-સત્તા પ્રાપ્ત કરવાના જે ઉપાયો તેઓ કામે લગાડે છે, તે એક જમાના પહેલાંના ધનાઢ્યોની રીત ભાતથી ખાસ જુદા પડે છે. આપણા દેશમાં જે તૈયાર માલ બને તે વેચવાને માટે આપણે નવી નવી બજારો (નવા દેશો) મેળવતા હતા. માનચેસ્ટર, બરમીંગહામ, શેફીલ્ડ વીગેરેનો માલ વેચવાની બજારો શોધવાનું કામ હમણાં સુધી ચાલુ હતું અને તેને લગતા બનાવો આપણી યાદ દાસ્તમાં તાજા છે. આપણા ધર્મ ગુરૂઓ હાથમાં બાઇબલ લઇને નવા દેશોમાં જતા; તેમની પાછળ દારૂ કે દવાની બાટલીઓ લઇને વેપારીઓ જતા, અને પછીથી યુનીયન જેકનો વાવટો ફરકાવતું આપણું લશ્કર "વ્યવસ્થા જાળવવા" માટે જતું ! આજાણ્યા

મુલકો કાબુમાં આવતાં નવી બજારો હાથ લાગી જતી, પણ હવે તે જમાનો ગયો છે. અને કદાચ સદાને માટે દટાઇ જશે.

હવે આપણે નવા જમાનામાં રહીએ છીએ. તે નાણાંનો જમાનો છે, અને તેથી નાણાવટીઓ મુડી રોકવાનાં નવાં નવા ખાતાંઓ અને નવા નવા હકકો માગે છે. આપણા દેશમાં નાણાંનું વ્યાજ શેરોનો નફો–ડીવીડેન્ડ મળે એવાં ખાતાંઓમાં આવશ્યક નાણું રોકી દીધું છે. અને હવે વધારે નાણું રોકવા જતાં સારૂં વ્યાજ ઉપજવા સંભવ નથી. જેથી આપણા નાણાવટીઓ હવે વધારે કમાઇ થાય અને સારા નફાથી નાણાં રોકી શકાય એવાં નવાં નવાં ક્ષેત્રો શોધે છે. આપણા દેશમાં ઔદ્યોગિક તેમજ આર્થિક આબાદી એટલાં બધાં વધી પડયાં છે કે હવે ત્યાં વધારે નાણાંની રકમો રોકવી એ શ્રીમંતોને મન “પૈસાની બરબાદી” કરવા જેવું ભાસે છે. બ્રીટીશ બનાવટો તેથી જે દેશોમાં કુદરતી સાધનો ઘણાં હોય છતાં જ્યાંની પ્રજા નિર્ધન હોય, ત્યા પોતાનાં નાણાં નફાકારક રીતે રોકવાને ઇચ્છે છે. તે દેશો–રશીઆ, ઇટલી, રૂમાન્યા કે સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો–જેવા સુધરેલા દેશોનાં ધનાઢ્ય કુટુંબના સગા (Capitalists) હોય કે ચીન, ટર્કી ઇજીપ્ત, મોરોક્કો અને એબીસીનીઆ જેવા અજાણ્યા મુલક હોય તેની તેમને પરવાહ નથી! શ્રીમંતોનું મન આવા દેશોમાં ઘુસવા માંડે છે. અને ત્યાંના વતનીઓને કુદરતી રીતે મળવો જોઇતો લાભ આ શેઠીયાઓ ખાઇ જાય છે. ઐતીહાસીક તેમજ કુદરતી કારણોને લીધે કેટલાક દેશના ધનાઢ્યો બીજા દેશમાં ઉદારતા, દોસ્તી અને શાન્તિના દેખાવો કરીને ઘુસી જાય છે. જર્મન નાણાવટીઓ, રશીઆ, ઇટલી તથા રૂમાન્યામાં આવી રીતે દાખલ થઇ ગયા છે, અને પોતાના જુનાં સંસ્થાનોમાં બ્રીટીશ નાણું પણ એવીજ રીતે પગ પેસારો કરી ગયું છે. પણ દરેક ઠેકાણે આ પ્રમાણે બનતું નથી, અને મુસાફરીના નાણાવટીઓને કેટલેક સ્થળે સખત વિરોધ વેઠવો પડે છે. જે આગળના દેશોમાં ધનાઢ્ય નાણાવટીઓ ઘુસી છે, ત્યાંના જુના

દેશી વતનીઓને રેલ્વેઓ જોઇતી હોતી નથી; પરદેશીઓ પોતાના મુલકમાં સોનાની ખાણો ખોદે તેનાં પરીણામોથી તેઓ ડરે છે; અને ફોસફેટ બનાવનારાઓ હાડકાં મેળવવા પોતાનાં કબરસ્થાનો ખોદી કહાડે તેની સામે તેઓ વ્હેમ તથા અણુગમાની નજરે જુએ છે. કેટલીક વખત એવું બને છે કે એકજ નવા અજાણ્યા દેશમાં એક કરતાં વધુ દેશના શ્રીમંતો ઘુસવાની પેરવી કરે છે, અને ત્યાં રેલ્વે બાંધવાની ખાણો ખોદવાની કે હાડકાં મેળવવાની હરીફાઇમાં પડે છે જ્યાં દેશીઓ તરફનો કે હરીફોનો વિરોધ નડે છે, ત્યાં ધનાઢ્ય વર્ગ ગુસ્સે થઇ જાય છે ! તે વખતે સુધારાના (kultui) કે ઉદારતાના બધા શીચારોને બાજુએ મુકી દે છે, અને આરો અવળો લાખંડી મુક્કો ફરવો, દેશીઓ કે હરીફો. જે આડે આવે તેને કુંદો પાક–મેથી પાકનો સ્વાદ ચખાડે છે ! લશ્કરી પશુ બળ વડે તે પોતાની જીત મેળવે છે.

આ પ્રમાણ ધન લાભ ખાતો ખીલતો રાજ્યલાભની હદ જઇ પહોંચે છે. પહેલા કાપડ, અતર, સાચા કામ કે બાજો, તૈયાર માલ વેચવા માટ નવા નવા બજારો હાથ કરવા માટે ધનાઢ્ય શોદાગરોઓ પોતાના પાસલા ફેંકતા હતા, પણ મુંડવુ નાણું પચ્યા પછી તેઓ નવા નવા દેશોનો શીકાર શોધે છે, અને ત્યાં સારા ડીવીડન્ડો મળે અને ખુબ નફો પેદા થાય તેવી રીતે પોતાની મુડી રાકવાની વેતરણમાં પડે છે. ધનાઢ્યોની પ્રાચિન અને અર્વાચિન રીતભાતનો આ ઉપર જણાવ્યો ફેરફાર દેખાવનો નહીં, પણ ઘણો મહત્વનો છે. જ્યારે બજારો શોધવાની હરીફાઇ ચાલતી હતી, ત્યારે જે લોકોનાં મોટા કારખાનાઓ હતા અને જેઓ જથ્થાબંધ માલ બનાવતા હતા, તેઓજ તેમાં ભાગ લેતા હતા. નવી બજારોમાં જોઇતો માલ પુરો પાડવાની અને બીજાઓની હરીફાઇ તોડી પાડવાની સ્થિતિમાં તેઓજ હતા. ગ્રેટબ્રીટનની આવી સ્થીતી વરસોના વરસો સુધી ચાલુ રહી હતી. પણ તૈયાર માલ અને રોકડ નાણુંમાં [illegible] એ છે કે જે દેશની પાસે તૈયાર બનાવેલો

માલ ન હોય છતાં નાણું—થોડું કે ઘણું—હોય તે બીજા દેશમાં પોતાની મુડી રોકવાની હરીફાઇમાં ભાગ લઇ શકે. એક દેશની પાસે નાણું થોડું હોય અને તેને પોતાના ઘરમાંજ દેશમાંજ—રોકવાની મોટી જરૂર હોય છતાં જો કોઇ પચ્છાત નિર્ધન દેશમા તેને નાણું રોકવાનો કુદરતી કે કૃત્રિમ ઇજારો મળી જાય, તો ત્યા વધારે નફો મળવાની લાલચે તે દેશનું નાણું ખસડાવા લાગે છે. નાણાવટીઓને આવી જાતના જે ઇજારો મળે છે તે ચાલુ રાખવા માટે દેશી પ્રજાની વીરૂધ્ધતાને બળજબરીથી તોડી પાડી, તેને તાબેદાર બનાવવી પડે છે, અને બીજા દેશોના હરીફોને હાંકી કહાડવા પડે છે. જુદા જુદા દેશના ધનાઢયો તેથી પોતાનો સ્વાર્થ તૃપ્ત કરનારા મુલકોને "પોતાનાં રક્ષણ" નીચે લે છે, અથવા તો "પોતાની લાગવગના વીસ્તાર" તરીકે જાહેર કરે છે. Zones of influence & protectorates.) શ્રીમંત નાણાવટીઓની સ્વાર્થ સાધવાની આ રીતભાતને લીધેજ સુધરેલા ગણાતી દુન્યામાં ભારે રસાકસી ચાલ્યા કરે છે, અને દેશ પરદેશો વચ્ચેનું ઘર્ષણ એ તે હરીફાઇનુંજ પરીણામ છે.

યુરોપમાં સળગી ઉઠેલા ભયંકર લડાઇએ કહેવાતા સુધરેલા દેશોના નાણાવટીઓની સ્વાર્થી હરીફાઇનું પરીણામ! સંગીતમા જેમ કેટલીક વખત છેલ્લી કડી ઉપરથી એક ગાયનનાં હાર્દ અગર મર્મની ખબર પડે છે. તેમ લડાઇનું છેવટનું પરીણામ તેના ખરા ઉદ્દેશો ઉપર અજવાળું પાડે છે. ઉંચા સિધ્ધાન્તોની મોટી મોટી વાતો કરવા છતાં, સુલેહની શરતો કોઇ પણ માણસની ખાત્રી કરી આપે છે કે ભયંકર ખુના મરકીનો અંતીમ હેતુ રાજ્યલોભ તૃપ્ત કરવાનો હતો, વધારે નફો મળે તેવાં નાણાં રોકવાનાં વિશાળ ક્ષેત્રો મેળવવાનો, ધન લોભ તૃપ્ત કરવાનો હતો. લડાઇનું પરીણામ બતાવશે કે ટર્કી અને કોન્ગો જેવા દેશોમાં કયા વિજેતા નફો ખાઉ નાણાવટીઓ પોતાના નાણાં લાભકારક રીતે રોકી શકશે, અને કયા હારેલા નાણાવટીઓને, મ્હોડામાં પાણી છુટતું હશે છતાં લાચારીથી ભડભડતાં પેટે તેમજ ખાલી હાથે દુર ખસી જવું પડશે!

## યુરોપીય યુધ્ધનું મુળ કારણ શું?

મીત્રરાજ્યો લડાઇના હેતુઓ તરીકે જે મોટા મોટા સિધ્ધાન્તો તથા ઉંચા નીતિની વાતો કરતાં હતાં, તે શું યુધ્ધનાં ખરાં કારણો હતાં? મીત્રરાજ્યોએ લડાઇના હેતુઓ વીષે અમેરીકાના પ્રેસીડન્ટ વીલસન ઉપર જે યાદી લખી હતી, તેનો અભ્યાસ કરવાથી અને તુમુલ યુધ્ધના ખરાં ઉંડાં કારણોનાં જ્ઞાનથી ઉપરનો પ્રશ્ન ઉદ્દભવ્યા વગર રહેતો નથી. બીજા ગ્રહ ઉપર રહેનારો કોઇ માણસ જો આ પૃથ્વી ઉપર ઉતરી આવે અને તે જો મીત્રરાજ્યોની યાદી વાંચે તો તેને એમજ લાગે કે ઇટલીની સ્વતંત્રતા માટે જેમ બખેડાઓ થયા હતા, તેમ યુરોપનું યુદ્ધ પણ ઘણી ન્હાની, ઉગતી અને પારકા જુલમ નીચે દબાયલી પ્રજાઓની મહત્વાકાંક્ષાઓ પરીપુર્ણ કરવા માટેજ મચાવવામાં આવે છે. લડાઇ શરૂ થયા પછીના બે ત્રણ વરસમા રાજ્યદ્વારી પુરૂષોએ જે ભાષણો આપ્યા હતાં. જે વચનો ઉચ્ચાર્યાં હતા, અને જે ચોપાન્યા વીગેરે પ્રગટ થયાં હતાં, તે વાચવાથી પણ અજાણ્યા આદમીનાં ઉપરોકત અનુમાનનેજ ટેકો મળે છે. ઓસ્ટ્રીઆ એ સરવીઆ જેવા ન્હાના દેશને ધમકી આપનારો Ultimatum છેવટનો પેગામ મોકલવાથી અને ઉદાર ચિત્ત રશીઆ તે ન્હાની પ્રજાની વ્હારે દોડવાથી શું યુરોપની લડાઇને જન્મ મળ્યો નહોતો? ન્હાના અને તટસ્થ બેલજીયમ ઉપર જુલમ ગુજરવાથીજ શું ગ્રેટબ્રીટન વચ્ચે પડયું નહોતું ' ૧૮૭૧ માં ફ્રાન્સના—આલસાસ—લોરેન—બે પ્રાંતો પડાવી લેવામા આવ્યા હતા, તેની શોકજનક યાદ તથા તે પુનઃ પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છાને કારણેજ, ફ્રાન્સે લડાઇમાં ઝુકાવ્યું હતું તેની કોણ ના પાડી શકશે? વિખુટા પડી ગયલા તેમજ ઓસ્ટ્રીઆ—હંગરીના તાબેદાર બનેલાં પોતાના જાત ભાઇઓના છુટકારા માટેજ ઇટલી અને રૂમાન્યા લડાઇમાં જોડાયાં હતાં. એમ કહેવાની શું જરૂર છે? આ પ્રમાણે જ્યાં જુઓ ત્યાં રાષ્ટ્રીય ઉદ્દેશોજ નજરે પડે છે. એક બાજુ બીજી

પ્રજાના હક્કો છુંદનારા અને બીજી બાજુ તે હક્કોનું રક્ષણ કરનારા અને નાની પ્રજાઓની ઇચ્છાઓ પુરી કરવા મેદાને પડેલા જણાય છે. મીત્ર રાજ્યોની યાદીમાં રાષ્ટ્રીય ઉન્નતિ અને દરેક પ્રજાનાં હક્કનાં ધોરણે યુરોપની નવેસરની રચના કરવાના મુદ્દા ઉપર ઘણોજ ભાર મુકવામાં આવ્યો છે, અને તેથી દેખીતી રીતે તો તે કારણોને માટેજ લડાઇ ચલાવવામાં આવતી હોય એમ લાગે છે. બે વરસમાંજ યુરોપને લડાઇને લીધે ઘણું ખમવું પડ્યું હતું, અને તેથી જો ત્યાં કાયમની સુલેહ પાથરવી હોય તો, ઉપર જણાવવામાં આવ્યું છે, તેમ જે કારણોસર લડાઇને જન્મ મળ્યો હોય તેને નીર્મુળ કરવા જોઇએ, એમ પ્રથમ દ્રષ્ટિએ લાગ્યા વગર રહેતું નથી.

ઉપર ટપકે જોતાં તો મીત્ર રાજ્યોની યાદી તેમજ કહેવામા આવતા હેતુઓ બરોબર ન્યાયી તથા વ્યાજબી લાગે છે, પણ ખરૂં સત્ય શું છે? મીત્ર રાજ્યોના રાજ્યદ્વારીઓ તેમજ વર્તમાન પત્રવાળાઓએ, આ પ્રમાણે લડાઇના ખરા કારણો છુપાવી દીધાં છે, પ્રજાના મતને ગરબડ ગોટાળામા નાખી દીધું છે, રાજ્યલોભને કૃત્રીમ પરદાથી ઢાંકી દીધો છે અને પારકા જુલમથી પીડાતી પ્રજાના છુટકારાના દેખાવથી પોતાની તરફ આખી દુન્યાની દીલસોજી ખેંચી લેવામા અજબ જેવા ફતેહ મેળવી છે. તેને માટે તેમની ચાલુ ચળવળ તેમજ ધાંધલને ધન્યવાદ ઘટે છે! ઇતીહાસે આપણને જે શીક્ષણ આપ્યું છે. તે યાદ કરવામાં આવે તો પણ બાલકન્સ તથા જેર્લીશીઆ માંહેની પોતાની રાજ્યદ્વારી રમતમાં સરવીઆ અગત્યનો ભાગ ભજવી શકે તેમ હોવાથીજ રશીઆ એક "દીલસોજ દોસ્ત" તરીકે તેની મદદ દોડયું હતું, અને તેને જો તેવો સ્વાર્થ ન હોત તો સરવીઆની ખાતર તે પોતાની આંગળી સરખી પણ ઉંચી કરત નહી એ વાત નક્કી છે. તેની ઉદારતાના બનાવટી દેખાવની પાછળ આ ખરો સ્વાર્થ સમાયલો હતો. ગ્રેટબ્રીટનનાં પોતાનાં રક્ષણ માટે બેલજીયમનું તટસ્થપણું એ એક અતી-

વાર્થ ચીજ છે, અને તેથીજ બેલજીયમ ઉપર ધાડ આવતાં બ્રીટીશ રાજ્ય, બ્રીટીશ પત્રો અને બ્રીટીશ પ્રજા ખળભળી ઉઠયાં અને લડાઇમાં જોડાયાં. પણ જો તેવો સ્વાર્થ નહી હોત તો લક્ષેમબર્ગ અને ઓસના તટસ્થપણાંનો ભંગ થતો તેઓએ જેમ શાન્તિ પૂર્વક જોયા કર્યો, તેમ બેલજીયમના સંબંધમાં પણ બનત એમ કોણ નહી કહી શકે? ફ્રાન્સને માટે પણ બીજું શું કહી શકાય તેમ છે? ત્યાં તો ઇતીહાસ જોતાં જણાય છે કે નેશનાલીસ્ટો. પાદરીઓ અને રાજાના હીમાયતીઓ આલસાસ–લોરેનનો સવાલ આગળ ધરીને ફ્રેન્ચ પ્રજા વચ્ચે ચાલુ ઉશ્કેરણી ફેલાવ્યા કરતા હતા. તેઓ જાણતા હતા કે દેશને જે અન્યાય થયો છે તેનો બદલો લેવાની પ્રજાસત્તાક રાજ્ય બંધારણમાં તાકાત નથી. છતાં તેઓ બાહેરથી પ્રજાસત્તાક રાજ્યવાદનો દેખાવ કરીને, અંદરખાનેથી લોકોને લશ્કરી દોરના હીમાયતી બનાવતા હતા, અને આખરે પ્રજાસત્તાને ઉરાડી મુકી, રાજાની રાજ્ય ગાદી સ્થાપવાની ધારણા રાખતા હતા. ફ્રાન્સના નાણાવટી શ્રીમંતો ધર્મ કે રાજાની સત્તા તરફ લાગણી ધરાવતા નહોતા, પણ આલસાસ–લોરેન માંહેના કોલસા–લોખંડ અને પોટાશની ખાણોમાથી દોલત લુંટવા તરફ તેમનું મન સ્વાભાવિક રીતે ખેંચાતું હતું: અને તેથી તેઓ આલઆસ–લોરેન પાછાં મેળવવાની ઉમરણને અવારનવાર ટેકો આપતા હતા! અત્યારે પણ ફ્રાન્સને એમ કહેવામાં આવે કે જો તે મોરોકકો અને કોન્ગોના પ્રદેશો છોડી દે તો તેના બદલામાં તેને (વગર લડાઇએ) આલસાસ–લોરેનના પ્રાંતો આપી દેવામાં આવશે: તો તેની તરફથી કેવો જવાબ મળશે? ૧૯૧૬ ના મે માસની તા૦ ૩૧ મી ના "લાવોાદલાહ્યુમેનીટી" (La Voix de l'Humanite) નામનાં સ્વીટ્ઝરલેન્ડનાં એક લડાઇનાં વિરોધી પત્રના અંકમાં, હુગ્રોરોશે નામના જાણીતા લેખકે આ બાબત ઉપર એક બહુ સરસ લેખ લખ્યો છે. તે વાંચવાથી કોઇની પણ ખાત્રી થયા વગર નહી રહે કે, ઉપરના સવાલના જવાબમાં ફ્રાન્સ

સાફ ના જ પાડશે. સ્વાર્થ બીજો જવાબ આપવા પણ શું હૈ? ઇટલી પોતાના દેશ બંધુઓના છુટકારાની વાતો કરે છે, પણ આગળ જાણયે છીએ તેમ ત્રેન્ટીના તથા ગોરીઝીઆના પ્રાંતો તેને વગર લડાઇએ મળી જાય તેમ હતું, છતાં ઇટલીએ શું તે માગણી સ્વીકારી? નહી. કારણ? કારણ એજ કે તેને મજકુર પ્રાંતો ઉપરાંત, અંદરના ભાગમાં સ્લાવ પ્રજાથી વસાયલું ત્રીએસ્ટ, સ્લાવ લોકોના વસવાટવાળો દાલમેશીઆનો કીનારો, દક્ષીણ આલબેનીઆ અને એશીઆ માઇનોરનો કેટલોક ભાગ પણ જોઇતો હતો! હવે રૂમાન્યાનું શું? બાલકન લડાઇ વખતે બલગેરીયાના મુલકનો કેટલોક ભાગ તે પચાવી ગયું હતું, અને સસ્તી કીર્તિ ખાટી શકાશે તેમજ થોડે ભાગે પોતાનો રાષ્ટ્રીય સ્વાર્થ સાધી શકાશે એમ ધારીને બહુ મોડેથી તે યુરોપના યુદ્ધમાં સામેલ થયું હતું. વળી તે કાંઇ પોતાનાં દેશ બાંધવોના છુટકારા માટેજ મેદાન પડયું નહોતું, પણ તેને રૂમાન્યનોથી વસાયલો ત્રાન્સીલવેનીઆ ઉપરાંત, જર્મનોથી વસાયલો થોડોક પ્રદેશ, મોટે ભાગે સરવીઅનોથી વસાયલો બનાટનો મુલક, અને રૂથેનીયન વસ્તીવાળો બુકોવીનાનો પ્રાંત આપવાની પણ લાલચ આપવામાં આવી હતી. આવા સ્વાર્થ વગર રૂમાન્યા લડાઇમાં જોડાત કે કેમ એ એક પ્રશ્ન છે.

વસ્તુતઃ રીતે લડાઇનાં ખરા કારણોને પ્રજાના હકકોના સિદ્ધાન્તની સાથે કાંઇ પણ લેવા દેવા નથી. મીત્ર રાજ્યોની એક સંપીમાં જોડાયલા દેશો માંહેના કોઇ પણ દેશનો જુનો ઇતીહાસ તેમના તેવા દાવાને ટેકો આપતો નથી. તેઓ અત્યારે ન્યાય અને નીતિનો જે દેખાવ કરે છે, તે દુન્યાની ભોળા મનની પ્રજાનાં દીલસોજી તથા પ્રેમ ખેંચવાના સગવડ ભરેલાં સાધન સમાન છે. મીત્ર રાજ્યોની પ્રેસીડન્ટ વીલસન ઉપરની યાદીમાં દર્શાવેલા બધા મુદ્દાઓ પાર પડે તો પણ લડાઇને જન્મ આપનારા ખરાં કારણો તેથી દુર થવા પામશે નહી. અલબત, યુરોપની લડાઇથી જર્મની કચડાઇ જશે,

ઓસ્ત્રીઆ—હંગરીના કકડા ભુકલા થઇ જશે, અને ટર્કીને કંગાળ જીવનવાળું બનાવી, તેના બાકીના મુલકો પડાવી લઇ, એનેટોલીયાના મધ્ય ભાગમાં તેની શેહેનશાહતને જકડી લેવામાં આવશે. લડાઇમાં ઉતરેલાં મીત્ર રાજ્યોના પક્ષના હેતુઓ તે રીતે સીદ્ધ થશે. પણ જ્યા સુધી લડાઇનાં મુળ કારણોનો ઉચ્છેદ કરવામાં નહી આવે, ત્યાં સધી ભવીષ્યની લડાઇઓનો અંત શી રીતે આવશે, અને જગતમાં પ્રજાઓની એક સંપીવાળી ખરી શાન્તિ કેવી રીતે ફેલાશે ? હાલના ધનાઢ્ય રાજ્યોનો મુલકો વધારવાનો નાણા રોકવાની સગવડો પ્રાપ્ત કરવાનો રાજ્યલોભ એ યુધ્ધનું ઉંડું મુળ કારણ છે, અને તે દુર થયા વગર પ્રજાઓના હકકનાં ધોરણે યુરોપનો નકશો નવેસરથી બનાવવાનું મહાભારતપણું ખેલવામાં આવે તો પણ તેથી કાંઇ ખરો લાભ થશે નહી, પોઝેન, ગેલેશીઆ, બુકોવીના, કોનસ્ટાન્ટીનોપલ અને ઉત્તર ઇરાન આદિના બધા પ્રદેશોને એકત્ર કરીને ભલે રશીઆની એક મહાન શેહેનશાહત ઉભી કરવામાં આવે, આલસાસલોરેન અને રાઇન નદીના કીનારાવાળા પ્રદેશ સાથે ફ્રાન્સને ભલે એક ભપકાદાર રાજ્ય બનાવવામા આવે, એશીઆ માઇનોરના એક મોટા ટુકડા ઉપરાત આખા એડ્રીઆટીક સમુદ્ર ઉપર ઇટલીને ભલે સર્વોપરીપણું આપવામા આવે, અગાઉના બાલકન્સ અને ઓસ્ત્રીઆ—હંગરીના મોટા ભાગ ઉપર યુગો—સ્લાવ લોકોનું ભલે અલગ સ્વતંત્ર રાજ્ય સ્થાપવામાં આવે, મધ્ય યુરોપનાં માફક રશીઆનાં બોખરેના થાણાની ભલે ઝેકોસ્લોવેકોનું નવું રાજ્ય ઉભું કરવામા આવે; આ પ્રમાણેના, તેમજ પ્રજાકીય હક્કને નામે જરૂરી જણાય તેવા બીજા ભલે ગમે તેવા સુધારાઓ યુરોપના નકશામા કરવામાં આવે, પણ તેથી શું ભવિષ્યની લડાઇઓનો છેડો આવશે ? આજે તે સુધારાઓ થશે. અને વળી આવતી કાલથીજ રાજ્યલોભની જુની હરીફાઇઓ શરૂ થશે; લક્ષ્મીનો લોભ તથા સંસ્થાનો વધારવાની મહત્વાકાંક્ષા પાછાં ઉભરી નીકળશે, સત્તા વધારવા ઇચ્છતી અસલની લશ્કરી આપખુદી પાછી પોતાનું

માથું ઉંચકશે; અને આ બધાંને પરીણામે વળી પાછાં ભયંકર યુધ્ધ મચશે. મુળ રોગ ટાળ્યા વગર માત્ર ઉપર ટપકેના મલમ પટ્ટાથી થોડા વખતની શાન્તિ મળશે, પણ તેથી શાન્તિ દેવી કાયમનું નિરોગીપણું કે સુખપ્રદ તનદુરસ્તી હાંસલ થશે નહી!

આ બધી બાબતો જોતાં આપણે એવોજ સાર ખેંચી શકીએ છીએ કે લડાઇનાં ખરાં કારણોની સાથે અમેરીકા ઉપરની મીત્ર રાજ્યોની યાદીમાં દર્શાવેલા ભપકાદાર હેતુઓને કાઇ લેવા દેવા નથી, અને તે પાર પડે તો પણ (મુળ રોગ ગયા વગર) લડાઇ પહેલા દુન્યા જે સ્થીતિમા હતી, તેજ હાલતમાં લડાઇ બંધ થવા છતાં પણ તે રહેશે. Capitalism ધનલાભી રાજ્યલોભ એજ લડાઇઓનું મુળ કારણ છે, જેથી તેનો નાશ કરવાથીજ યુધ્ધોનો અંત આવી શકશે.

## લડાઇના નકામાઉ લુંટારાઓ.

યુરોપમાં લડાઇ ફાટી નીકળી તે પેહેલા તમામ દેશોમા એવા સામાન્ય માન્યતા ફેલાયલી હતી કે આર્થિક કારણોને લીધે "ભવિષ્યની લડાઇ" બહુ લાંબો વખત ચાલશે નહીં. રશીઆ–જાપાનની લડાઇમાં આજુ બાજુથી નહીં પણ સામા હુમલા કરવાની રીતભાત અખત્યાર કરવામા આવી હતી. આ પદ્ધતિ ભારે ભોગો લેનારી હતી, છતા તેના વડે લડાઇનો ફડચો લાવી શકાય તેમ નહોતું. મજબુત દબાણ કરનારો સામો હુમલો થતાં નબળું લસ્કર પાછળ હઠી જતું, પણ તેથી તે હારી જતું નહીં કે તેથી યુદ્ધનો અંત પણ આવતો નહીં. રૂસો–જાપાનીઝ લડાઇના આવા અનુભવને આધારે, જર્મન જનરલ સ્ટાફમાં મોલ્ટકીની જગ્યોએ દાખલ થયલા અને યુદ્ધ કળાના એક મોટા સાંપ્રત નેતા સમાન ગણાતા કાઉન્ટફોનશીફેને પોતાનો જાણવાજોગ અભિપ્રાય રજુ કર્યો હતો. રૂસ–જેપેન લડાઇ વીષે બોલતાં તેણે કહ્યું હતું કે "આવી રીતની લડાઇઓ થવાથી યુદ્ધ લંબાય છે.

પણ જે જમાનામાં દુન્યાના બધા દેશોનો આધાર ચાલુ વેપાર અને ઉદ્યોગીક પ્રવૃતી ઉપર રહેલો હોય છે, તે જમાનામાં લાંબો વખત સુધી આવાં યુધ્ધો મચાવી શકાય નહીં. એવા પ્રવૃત્તિમય જમાનામાં તો ટુંક વખતમાં લડાઇ પતાવીને વેપાર રોજગાર પાછા ચાલુ કરી દેવા જોઇએ. વળી જે વખતે લાખો માણસોનાં લશ્કરને નીભાવવાઅર્થે અબજો રૂપીઆનાં આંધણ દેવાં પડતાં હોય તે વખતે થકવી નાંખનારી લાંબી મુદતની લડાઇઓ ચલાવી શકાય નહીં." બેબેલ નામના વિદ્વાનનો પણ તેવોજ મત હતો. ૧૯૧૧ ના માર્ચ માસમાં હેમબર્ગના પોતાની ચુંટણી કરનારાઓ સમક્ષ ભાષણ આપતાં તેણે કહ્યું હતું કે:—"જો યુરોપમાં લડાઈ ફાટી નીકળે તો લશ્કર એકઠું કરવાને પેહેલેજ દીવસે કેટલી બધી અવ્યવસ્થા અને ગરબડ મચી જાય તેનો તમે ખ્યાલ કરી જુઓ. પરદેશથી ખોરાક આવતો બંધ થાય અને એકઠાં થયલા લશ્કરોને ખાવાનું આપવું પડે તેથી ખાધા ખોરાકીના ભાવો એટલા બધા વધી જાય કે પંદર દહાડામાં તો આખા દેશમાં દુષ્કાળના જેવી હાલત ઉભી થયા વગર રહે નહીં. લડાઇને મોખરે ગયલાં માણસોનાં કુટુંબોને પોષવાની ફરજ રાજ્ય ઉપર આવી પડે, અને વહાણવટાંનો તેમજ બીજા બધા ઉદ્યોગો બંધ પડી જવાથી અસંખ્ય માણસો અને ધંધાદારી પહેડીઓનો વિનાશ થઇ જાય. ૧૮૭૦ ની લડાઇ વખતે આવો અનુભવ થયો હતો, અને ભવિષ્યની લડાઇમાં તો પ્રવૃત્તિના વધારાના પ્રમાણમાં તે અનુભવ અત્યંત ભયંકર થઇ પડે. "આવો અભિપ્રાય આપવાની સાથે બેબેલે એવું પણ ભવિષ્ય ભાખ્યું હતું કે" ભવિષ્યમાં જો લડાઇ જાગશે તો તેના પરિણામે Capitalism—ધનાઢયોની આપખુદ સત્તાનો ખુરદો નીકળી જશે અને બળવો ફાટી નીકળશે.

યુરોપમાં ફાટી નીકળેલી ભયંકર લડાઇ મહીનાઓ નહી પણ ચાર પાંચ વરસ જેટલી લાંબી મુદત સુધી ચાલવાથી

ઉપરના અનુમાનો બધાં ખોટા પહેલાં આપણે જોયાં છે. લડાઇ બે વરસ લંબાયા પછી અવલોકન કરનારાઓએ જ્યારે જોયું ત્યારે તેઓને માલુમ પડ્યું કે "ભવિષ્યની લડાઇ" આટલી બધી લંબાવા છતાં તેનો છેડો નજરે દેખાતો નહોતો ! તેઓએ જોયું કે ધનાઢયોનો દોર પડી ભાંગ્યો નથી, કોઇ પણ બળવો જાગ્યો નથી, ભવિષ્યવાણી કાગળ ઉપરજ રહી ગઇ છે, અને લાખો માણસોનાં લશ્કરો પાછળ અબજોનાં અબજોનું ખરચ થાય છે છતાં સામ સામા પક્ષને થકવી નાંખવાની લડાઇઓ ચાલ્યા કરે છે." આ અનુભવ ઘણો વિચિત્ર છે. યુરોપના લશ્કરી, રાજ્યદ્વારી તેમજ આર્થીક નેતાઓ, "ભવિષ્યની લડાઇ" ટુંક સમય ચાલવાની આગાહી કરતી વખતે કેટલીક અગત્યની વાતો ભુલી ગયા હતા. "ભવીષ્યની લડાઇ" કેટલા મોટા પ્રમાણમાં અને કેટલા બહોળા વિસ્તારમાં ચાલશે, અને તેની પાછળ કેટલા બધા અબજોનો ધુમાડો થશે તેનો તેઓને યથાર્થ ખ્યાલ નહોતો. ભવિષ્યની લડાઇ એટલે કે ૧૯૧૪ માં યુરોપમાં ફાટી નીકળેલી લડાઇ એટલા તો મોટા પ્રમાણમાં ચાલી કે આખા દેશોના દેશો એકત્ર બનીને લડાઇનાં કામમાં જોડાઇ ગયા, અને રાજ્ય તેમજ લશ્કરની બધી જરૂરીયાતો પુરી પાડવાના એકજ ઉદ્દેશથી ખંત પુર્વક કામ કરવા લાગ્યા. પહેલાં થોડીક પહેડીઓ કે રાજ્યનાં કારખાનાઓ હથ્યારો અને દારૂ ગોળો બનાતાં હતાં, પણ લડાઇ જાગતાં, બીજો ધંધો ચલાવતી હજારો પહેડીઓ યુદ્ધ સામગ્રી બનાવવા લાગી ગઇ, અને ઘણાં ખરાં ઔદ્યોગીક કારખાનાંઓનો ઉપયોગ તેને માટે થવા લાગ્યો. જો આખા દેશનું ધ્યાન આ પ્રમાણે યુધ્ધ પાછળ ખેંચાયું નહોત, અને ભયંકર લડાઇને લીધે બધાને કામ મળી ગયું નહોત તો (બ્લેખની) ભવિષ્યવાણી મુજબ "પંદર દહાડા"માં ઘણા દેશોની આર્થિક પાયમાલી થઇ જાત. પણ કપડાં, ખોરાક, રેલ્વે સ્ટીમર આદિ સાધનો, રસાયણીક પદાર્થો, કાચા પદાર્થો, કોલસા અને લોખંડ વીગેરે તૈયાર કરવામાં આખા દેશની શક્તિઓ કામે લાગવા

માંડી, અને ગંજાવર ખર્ચો થવા છતાં, સોનોનાં નાણાંથી રાજ્યના હાથ મજબુત રહેવા લાગ્યા. લડાઇને પહોંચી વળવા માટે રાજ્ય તરફથી એટલી બધી મોટી ખરીદીઓ થવા લાગી કે "હજારો પહેડીઓનો વિનાશ" થવાને બદલે, ધનાઢ્ય વર્ગ, અગાઉ કદી નહીં મેળવેલો એવો મોટો નફો મેળવવા લાગ્યો !

એકલાં લડાઇમાં જોડાયલાં રાજ્યોમાંજ નહીં, પણ જાપાનથી હોલેન્ડ અને સ્વીત્ઝરલેન્ડથી અમેરીકા સુધીના સઘળા દેશોમાં આવી સ્થીતિ નજરે પડવા લાગી. લડાઇ એટલી ભયંકર રીતે અને એટલા મોટા વિસ્તારમાં ચલાવવામાં આવતી હતી કે તેને પહોંચી વળવા માટે લગભગ આખી દુન્યાને કામે લાગવું પડયું હતું, અને નફાબાઉ લુંટારાઓને તેથી જબરજસ્ત તડાકા પડતા હતા ! લડાઇનાં બે વરસ દરમ્યાનજ યુદ્ધમાં હોમાયલાં રાજ્યોએ દશ અબજ પાઉન્ડ જેટલી રકમ ખરચી નાંખી હતી. આ ડુંગર જેવડી રકમમાંથી સેપાહી અને અમલદારોના પગારો બાદ કરતાં, બાકીની સોનાની વહી દુન્યાના ધનાઢ્ય વેપારીઓનાં ગજવામાં ચાલી ગઇ હતી ! દારૂગોળો બનાવનારા, કાપડ બનાવનારા, ખોરાકની ચીજો પેદા કરનારા, કોલસા તથા લોખંડવાળા, વહાણના માલેકો, મોટરોનાં કારખાનાવાળા તેમજ લશ્કરને જોઇતી બીજી સંખ્યાબંધ ચીજોના કોન્ટ્રાકટરોએ આ ઉછળતા સુવર્ણ સમુદ્રમાંથી બારોબાર પોતાનાં ગજવાં તરરર કર્યાં છે ! લડાઇને લીધે હજારોની પાયમાલી થવાને બદલે બધા દેશોમાં લક્ષાધિપતીઓનો નવો વર્ગ ઉભો થયો છે; નવું શ્રીમંત અમીર મંડળ પેદા થયું છે; નવી દોલતે નવા આપખુદ ધનાઢ્ય વર્ગને જીવ આપ્યો છે ! દુન્યાનાં દરેક મોટાં શેહેરોમાંથી એવી ખબરો મળે છે કે સર્વત્ર મોજશોખ, દુરાચાર અને કલબો તથા રમતગમત પાછળ કાંકરાની માફક પૈસો વેરવાની વૃત્તી, વધ્યાં છે. બરલીન, વીએના, પેટ્રોગ્રાડ, પેરીસ, સ્ટોકહોમ કે એમસ્ટરડેમ, બધેથી એવાજ સમા-

થાર મળે છે! ઓઆીઆનાં એક પત્રે, આ નવા શ્રીમંતો મીલકતો ખરીદવામાં, ફેશનેબલ મકાનો ચણવામાં અને રંગ બેરંગી વસ્ત્ર ધારણ કરવામાં પોતાની શકિતઓ કેવી રીતે ખરચે છે તેનો અચ્છો ચિતાર આપ્યો છે. બ્રીટીશ પ્રજા સામાન્ય રીતે બાહ્ય ભપકાને પસંદ કરતી નથી; છતાં "છત-નાંચાગ છાનાં રહે નહી" એ ન્યાયે નાણું વધવાથી ગ્રેટબ્રીટનમાં પણ હોટેલોમાં નવા ધનાઢયો ધુમ મચાવે છે, લીલાંઉખાનામાં ધમમધમા ચલાવે છે. ફેશનેબલ નાચના મેળાવડામાં ત્રુટી પડે છે, અને ઘણી જાતના મોજ શોખનાં દર્શન કરાવે છે. વધેલા નાણાંના પાપે આવા અત્યાચારો વધી પડવાથી, પાદરીઓ નીતિનો ઉપદેશ આપવા લાગ્યા છે, અને રાત્રે તોફાન મસ્તીમાં ગરકાવ રહેતી કલબોના મકાનો ઉપર પોલીસના દરોડા પડે છે. આ દાખલાઓ ઉપરથી બીજા દુરાચારો વીષે પણ સહજ સમજી શકાય તેવું છે! જે લોકોએ ભવીષ્યની લડાઇની ખાના ખરાબીના ચિત્રો દોર્યા હતાં, તેમને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે ભયંકર લડાઇ શ્રીમંત વર્ગની ભયંકરતાને પણ વધારી દેશે!

માણુસ ધારે છે કાંઇ અને ઇશ્વર કરે છે કાંઇ! ફીલસુફોએ તો લડાઇથી પાયમાલી થવાનું ધાર્યું હતું, પણ ધાર્યા કરતાં ઉલટી રીતે, લડાઇ તો દુન્યાના શ્રીમંત વેપારીઓને માટે સોનાની ખાણ સમાન થઇ પડી હતી, જે વખતે લાખો માણસો મરણ શરણ થતાં હતાં, અને ખાહીઓમાં છુંદાતા હતાં, જ્યારે લડાયક રાજયોનાં શહેરોની ગલ્લીઓ લુલા, લંગડા, આંધળા અને બીજી રીતે જખમી થઇ અશકત બની ગયલા સેપાહીથી ઉભરાઇ જતી હતી; જે સમયે ઇસ્પીતાલો અને દીવાનાશાળાઓ શારારિક તથા માનસીક દરદીઓથી ખીચોખીચ ભરાઇ જતી હતી, અને જ્યારે લાખો કુટુંબો શોક સમુદ્રમાં ગરકાવ થઇ જતાં હતાં, ત્યારે ધનાઢય વર્ગ પૈસાની રેલછેલમાં નાચતો હતો, અને હીન્દી નવાબો અગર તો મેકસીકો અને પેરૂ પહોંચેલા સ્પેનીઆર્ડોની માફક લક્ષ્મીની લ્હેરેલ્હેની

છોગો ઉડાવતો હતો. જે દેશો લડાઇમાં જોડાયા નહોતા, ત્યાંના ધનાઢયોને પણ ભારે તડાકા પડતા હતા. લડાઇનાં પહેલાં બે વરસ દરમ્યાન તટસ્થ રહેલાં અમેરીકાની દોલત ૮૦ કરોડ પાઉન્ડ જેટલી વધી હતી, અને લડાઇમાં જોડાવા છતાં તેમાં બહુ થોડો ભાગ લેનારા જાપાનનું બધુ રાષ્ટ્રીય કરજ ફીટી ગયું હતું. યુરોપની લોહીથી ખરડાયલી જમીને જાપાન માટે ભરચક પાક તૈયાર કરી દીધો હતો.

લડાઇને લીધે ધનાઢય વર્ગે અસાધારણ નફો મેળવવા માંડયો હતો, અને તેથી તેનો જલદી અંત લાવવા માટે તેઓ ઉત્સુકતા ન બતાવે તેમાં કાંઇ નવાઇ નહોતી. લડાઇ જલદી પતાવવાની તેમને શું ગરજ પડી હતી? તેઓ અઢળક ધન કમાતા હતા, અને મયદાને જંગમાં મજુરોની સંખ્યાના પ્રમાણમાં તેઓનાં માણસો (શ્રીમંતો) તદ્દન નજીવા પ્રમાણમાં માર્યાં જતાં હતાં ફરજયાત લશ્કરી ધોરણો હોવા છતાં ઘણાખરા શ્રીમંતો એક યા બીજાં બ્હાનાં હેઠળ છટકી જતા હતા, જ્યારે મજુર વર્ગની મોટી સંખ્યાને તો લાચારીથી મોતનાં મેદાનમાં જવું પડતું હતું. યુરોપની લડાઇમાં લાખો જાનોની કતલ થતી જોઇને તટસ્થ રાજ્યોનાં દીલ ઉછળી જશે અને તેઓ વચ્ચે પડીને યુદ્ધને અટકાવશે એમ કેટલાકો ધારતા હતા. વળી લડાયક રાજ્યો પોતાના બચાવઅર્થે, તટસ્થ રાજ્યોના રેલ્વે, સ્ટીમર આદિ વ્યવહારના માર્ગોમાં ઘણી જાતની મુશ્કેલીઓ ઉભી કરે છે. "Contraband–લડાઇ દરમ્યાન નહીં લઇ જઇ શકાય તેવો-માલ" એ નામે તટસ્થ તેમજ લડાયક રાજ્યો વચ્ચે ઘણીવાર અથડામણો થાય છે. આવી કડાકુટથી કંટા-ળીને પણ તટસ્થ રાજ્યો લડાઇનો જલદી છેડો લાવવાની મેહેનત કરશે એમ ધારવામાં આવતું હતું. પણ જ્યાં તટસ્થ રાજ્યોના શ્રીમંતો હથ્યારો, દારૂગોળો, ખોરાક, વહાણો વિગેરે પુરાં પાડીને કરોડો રૂપ્યા કમાતા હતા, ત્યાં માથી અડચણોનો કોણ હીસાબ ગણે? અને કરોડો

નિર્દોષ સિપાહીઓ રહેંસાતા હોય તેની કોણ દયા ખાય? લોહીના સમુદ્રમાં દુન્યા ડુબતી હતી, લાખો પ્રાણીની આહુતિ અપાતી હતી, અને અબજોનો ધન ભંડાર લુટાતો હતો! દુન્યાનો શ્રીમંત વર્ગ ધારે તો આ ખાનાખરાબીને અટકાવી શકે, પણ સ્વાર્થવશાત્ તે તેને ચાલવા દેતો હતો! શ્રીમંતોના બાહેરના દયા, ધર્મ, નીતિ વિગેરેના દેખાવો ઢોંગી છે, અને તેઓનો આપખુદ સત્તાનો લોભ એ જગતને માટે શ્રાપ સમાન છે! આવા લક્ષ્મીના લોભ તથા ધન મદનો નાશ કરવા માટે દુન્યાનો મજુર વર્ગ ખડે પગે તૈયાર થયો છે

